# PRINCIPLES

OF

# MORALITY.

By D. A. Eisdale A. M.

---

Translated and published by


CHATURBHUJ SHIVAJEE MEHTA

Head Master, Anglo Vernacular School, *Mandara*

Author of

"KUTCH VRITANTA" and "RAO GUNODYAN."


---


Bombay:

PRINTED AT THE INDUSTRIAL PRESS.

1888.


Price $2\frac{1}{4}$ Annas.

૩૪૯૨

# નીતિનાં મૂળતત્ત્વ.

ભાષાન્તર કરી પ્રસિદ્ધકરનાર


**ચતુરભુજ શિવજી મેહેતા,**

કચ્છ માંડવીની અંગ્રેજી સ્કૂલનો માસ્તર,

"કચ્છ વૃત્તાંત" તથા "સાઓાગુણોદ્યાન" નો

બનાવનાર.





મુંબઈ:

ઇન્ડસ્ત્રીયલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૮. સંવત ૧૯૪૪.

**કીંમત સવાએ આના.**

श्लोक :

सर्व लोक व्यवहार स्थिति नींत्या विना नहि ।
यथा ऽशनैर्विना देह स्थितिर्नस्याद्धि देहिनाम.

અર્થ.

જેમ ખાધા વિના દેહધારીનાં દેહની સ્થિતિ રહી શકતી નથી તેમ સર્વ લોકના વ્યવહારની સ્થિતિ, નીતિવિના રહી શકતી નથી.

To

THE HEROES OF THE MERITORIOUS LAND OF ARYAS,

Such as RÁMA the Sovereign gem of its mighty Princes,

YUDHISHTIR the Just, and VALMIKJI the

Worthiest among the Rishis,

**as well as those of Europe**

Such as Socrates the Wise, and Plato the Divine,

*for their incomparable and model virtue*

This translation is dedicated as a token of the

highest admiration and unfeigned love

**BY THE AUTHOR.**

ગુણવતી આર્યભૂમિના

નૃપશિરોમણી રાજારામ, ધર્મરાજ યુધિષ્ઠિર અને

ઋષિશ્રેષ્ટ વાલ્મિકજી

તથા

પશ્ચિમ દેશસ્થ સોક્રેટિસ અને પ્લેટો

જેવા નીતિવીરોની

અનુપમ નીતિ જનમાત્રને

પરમ ઉદ્દેશ્ય હોઇને

એમનેજ

આ ભાષાન્તર તેના કર્ત્તાએ

નિર્મલ પ્રેમે અર્પણ કર્યું છે.

# ઉદ્દેશ.

આ જગતમાં માણસ એક મુસાફર જેવો છે. તેના પ્રવાસનો પ્રદેશ, બહુ ખાડા, ટેકરા, રેતી, પાણી, ઘાટી ઝાડી અને તેમાં વિકરાળ ફ્રાડીખાનારાં પશુઓ તથા ભયંકર ઝેરી જીવોથી ભરપૂર છે.

આરંભમાં કાંઈપણ સાહિત્ય, સાધન, શસ્ત્ર કે સગવડ વગર જેઓએ આ અગોચર પીડાકારક પંથ (જન્મારો) પૂરો કર્યો હશે, તેઓનાં દારૂણ દુઃખો તથા મોટાં જોખમોનો પૂરેપૂરો અનુભવ તો તેમને પોતાનેજ હોવો જોઈએ; આપણને તેનો કાંઈક ખ્યાલ આવી શકે ખરો. પણ આ નિરાધાર મનુષ્ય મુસાફરને તેના દયાળુ કર્તાએ તેનાં અનેક કષ્ટો કમી કરવા એક બુદ્ધિરૂપી ભોમીઓ આપ્યો હતો, તેની સાહ્યતાથી તેણે કેટલીક નડતરો દૂર કરી, ક્રમે ક્રમે, પંથ સુખરૂપ કર્યો. એજ ભોમીઆએ તેનામાં તેના કર્તાની કળા અને કૃપાનું જ્ઞાન તથા વિવેક ઉત્પન્ન કર્યા. વિવેક બુદ્ધિથી તેને જણાયું કે આ પ્રવાસનો મુખ્ય હેતુ તો પરમાર્થ લાગે છે, કારણકે એથી વર્તમાનકાળ સુધરે છે, અને સુખદાયક થાય છે. વર્તમાનના સદુપયોગથી ભવિષ્ય સુખરૂપ થાય છે.

આ પ્રાચીન પ્રવાસીઓએ પર્યટન કરતાં, જૂદા જૂદા રસ્તાઓમાં જે જાતે અગણિત ઠોકરો ખાધી તથા વિપત્તિઓ વેઠી, જેમ બીજા ભાઈઓનાં સંકટો અને ભૂલો ખૂબ લક્ષમાં લીધાં, તેમ અંતે તેઓએ નિશ્ચય કીધો કે આ મુસાફરી વાસ્તે સુગમ અને સરલ સુખકર રસ્તો તો માત્ર એકજ છે; અને તેને નીતિમાર્ગ એવું નામ આપ્યું.

પોતાની પાછલની ઓલાદ એ માર્ગે ચાલી સુખી થાય, માટે પરમાર્થ-બુદ્ધિએ, તે કેવો છે તે ઓળખાવવા તેમને સૂચવ્યું. તે બતાવવા તે મહાપુરૂષોએ શ્રમ, શક્તિ અને શૈલિ વાપરવામાં જરા ખામી રાખી નથી.

આશ્ચર્ય જેવું એ છે કે પ્રાચીન પ્રજાઓ, જેવી કે આર્ય, ચીનાઈ, આરબ, ઇરાની, રોમન તથા ગ્રીક, ધર્મ નિમિત્તે કરાતી ક્રિયાઓ—ભાષા—પોશાક—વગેરાંમાં જૂદી પડતાં છતાં સંસાર વ્યવહારમાં "નીતિમાર્ગ" જ એક કુશળ અને કલ્યાણકારી રસ્તો છે, એમ એકદમ સમ્મત થાય છે. એટલી બાબતજ એનું માહાત્મ્ય દર્શાવવા બસ છે. એ માહાત્મ્ય, પ્રાચીન અર્વાચીન કાળના ઇતિહાસોથી તથા સાંપ્રત કાળમાં નજરે જોતાં ખરૂંછે એવું સિદ્ધ થાયછે. બાદશાહો, રાજાઓ, અમીરો, ગૃહસ્થો તથા સાધારણ લોકો એ માર્ગે ચાલી, જીવતે માન આરોગ્યતા અને ચિત્ત શાન્તિ મેળવી, બહુ સુખશાતાથી પંથ પૂરો કરી, પાછળ નામ રાખી જવા સમર્થ થયા છે તથા થાય છે; અને જેઓ આ માર્ગની દરકાર ન કરતાં સ્વછંદપણે ચાલ્યા છે તેઓ કેવાં ફળને પામ્યા છે, તે પણ આપણે સાંભળ્યું છે તથા જોઇએ છીએ, એટલે દાખલાઓ આપી વિષય લાંબો કરવાની કાંઇ અગત્ય જણાતી નથી.

આ અતિ ઉત્તમ નીતિવિષયમાં મને મોહ હોવાથી, એ સંબંધી વાંચવા લખવા, અને બોલવાનો પ્રેમ રહે છે. થોડી મુદતપર Principles of Morality (નીતિનાં મૂળતત્વો) By D. A. Eisdale, A. M. નામનું એક નાનું ચોપાનીઉં મારે હાથ આવ્યું. તે વાંચ્યું તો તેની સંકલના પ્રૌઢ, ટુંકામાં, વિચારશીલ, અને અભ્યાસ કરવા યોગ્ય જણાઈ. તે ઉપરથી એ ઉપયોગી બાબત જે માત્ર સાંકળિઆ

રૂપે ગોઠવી છે, તેનો ગુજરાતી વાંચનાર વર્ગને લાભ આપવા, તેનું ભાષાન્તર કરવા ઇચ્છા થઈ. અલબત એક અનુક્રમણિકાથી, તેના દરેક છૂટ વિષયનાં વર્ણન વાંચવા જેટલો ફાયદો મળે નહીં; પણ દરેક શુભેચ્છક માબાપ પોતાનાં બચ્ચાંને, સદ્ગુરૂ પોતાના શિષ્યને, અને સદ્ગૃહસ્થ પોતાના સંબંધીઓને, દરરોજ એક બે બિનાનું વ્યાખ્યાન આપી સમજાવે તો મનવાંચ્છિત લાભ આપી શકે. મારા "રાઓ-ગુણોદ્યાન" માં કેટલીક બાબતોનું મેં સંક્ષિપ્ત નિરૂપણ કર્યું છે.

આહા! આ નીતિ ઉપદેશ કેવો અગત્યનો છે. આથી જે શખ્સો પોતાનાં બચ્ચાંઓને બેનસીબ રાખે છે, તથા પોતે રહે છે, તે ખરેખરા પોતાના હિતશત્રુ છે. આ માટે આપણે આપણા આર્ય મહાત્માઓ, જેવા કે વિદુરજી, શુક્રાચાર્યજી, વિષ્ણુશર્મા, ચાણાક્ય, મનુ, વ્યાસજી, વાલ્મિકજી વગેરેના થોડા આભારી નથી. પણ તે બોધ મોટી ઉમરે થોડો ગુણ કરે છે. આરિસ્ટૉટલ નામે એક મોટો તત્ત્વવેત્તા અને મહા વિદ્વાન કહે છે કે

"Young men are improper hearers of Moral "Philosophy, because the heat of their passions "is not yet allayed and tempered by time and "experience.

"જુવાનો નીતિશાસ્ત્રના યોગ્ય શ્રોતાઓ નથી કારણકે તેમના મનોવિકારની ગરમી હજુ શાન્ત અને કાલે તથા અનુભવે કરી માફક-સર થઈ નથી."

એજ કારણથી કેટલાક જુવાનોને સારાસાર બુદ્ધિ પ્રાપ્ત ન થવાથી, અંગ્રેજોના સદ્ગુણો જેવાકે ધીરજ, ઉદ્યોગ, શુભ કહેવા કરવાની

હિંમત, દૃઢ નિશ્ચય, સ્વદેશપ્રીતિ વગેરાં થોડા લેતાં, તેનાં ખાન-એવાં કે જે વગર આપણને ચાલે, મદીરાપાન, પોશાક તરત ગ્રહણ કરી, ઉપયોગી સ્વતંત્રતા મેળવવા જાતાં સ્વચ્છંદપણું હાંસલ કરેછે. મધુર અમૃતફળનો રસ ચાખતાં તેની છાલ, છોતા અને ગોટલાં પણ સાથે ખાઇ જાય છે. કારણ તો વિવેકની ખામી, જેથી સદ્ય અને અલ્પકાલિક સુખ વાસ્તે પરિણામનો ખ્યાલ આવતો નથી. હરેક કામ કરતી વખત તેના પરિણામનો વિચાર કરવો જોઇએ. પરિણામે જેથી સારૂં થાય તે કરવા યોગ્ય છે, અને માઠું થાય તે કદી આદરવું નહીં.

આ નીતિના મૂળતત્ત્વો વહેલેથી કોમળ અંતઃકરણોમાં ઠસાવવાં જોઇએ. તેમ વર્ત્તવાના ફાયદા ગ્રીસદેશના મહાપંડિત સોક્રેટીસને પૂરા જાણવામાં હતા. તેથી તેણે મોટી ઉમરના માણસોને થોડું સમજાવી, પોતાની આખી જીંદગી બાલકો અને જુવાનોને સન્માર્ગે ચડાવવામાં ગાળી. વાતતો ખરી છે કે સફેદ કપડાંને એક રંગ ચડી ગયા પછી બીજો રંગ ચડાવવાનું બનશે નહીં. કદી યત્ન કરશું તો મહા મેહેનતે પણ મનમાનતું કામ નહીં થાય.

ત્યારે મારા પ્રિય વાંચનાર, ઉદ્દેશ લખવામાં મારાથી જરા લંબાણ થયું હોય તો માફ કરવું. મારો અંતરનો જે હેતુ છે તે ઉપર ખૂબ વિચાર કરી અમલ કરશો, તો મૂલનું ગૌરવ—અને સ્પષ્ટતા તો ભાષાન્તરમાં ક્યાંથી જળવાય—છતાં યથાશક્તિ જે જુજ કોશેશ કરી છે તે સંપૂર્ણ સફળ થઈ એમ હું સમજીશ. અંગ્રેજી વાંચી, સમજનારાઓને તો અસલ વાંચવાની અને વિચારવાની હું ભલામણ કરૂંછું.

શેઠ કરીમજી જાફરજી, માલદીવવાલા તથા મુંનરાના શેઠો ભીમજી જેરામ, જીવણદાસ એબજી અને કેશવજી દામોદરે આ ચોપડીની

મોટી સંખ્યા ખરીદી જે આશ્રય આપ્યો છે તે વાસ્તે તથા સ્નેહી ભાઈ પાનાચંદ આનંદજી અને મેઘજી લક્ષ્મીદાસ એઓએ આ છપાવવામાં જે શ્રમ લીધો છે તે માટે આ જગાએ એમનો ઉપકાર માનવો ઘટિત છે.

**ચતુરભુજ શિવજી.**

કચ્છમાંડવી, તા૦ ૧ જુલાઈ સને ૧૮૮૭.

# નીતિનાં મૂળતત્વો.

## ઉપોદ્ઘાત.

### फरजनी उत्पत्ति विशे.

૧. પશુઓને અંગજ્ઞાન અને વાસનાઓ (મનનાં વલણ) આપવામાં આવેલ છે. તે પ્રમાણે માણસને પણ મળ્યાં ઉપરાંત, તેને તેના સરજનહાર તરફથી પોતાનાં અને પારકાં કામોપર વિચાર કરવાની એવી શક્તિ મળી છે કે જેથી તે આટલાં નેક અને સારી પંક્તિ (લાયકી) નાં તે કરવાં, તથા આ ભૂંડાં અને ખરાબ પંક્તિનાં તે ન કરવાનું સમજે છે. માણસના મનની આ શક્તિને, નીતિ (સારાસાર જાણવા) ની બુદ્ધિ કહે છે, અને તે અમુક જાતનાં કાર્યો કરવાં કે ન કરવાની જરૂરીઆતનું મૂળ મંડાણ છે. જે કામોને તે સારાસાર જાણવાની બુદ્ધિ ધિક્કારે છે તેથી દૂર રહેવું, તેમજ દરેક કામ જે કરવાનું તે પસંદ કરે છે અને કરાવે છે તે કરવું, એને फरज या धर्म એવું નામ આપ્યું છે.

૨. વળી આ નીતિની રાહે પસંદ અને નાપસંદ કરનારી શક્તિ, તે આપણા પોતામાં છે તે અનુભવવા અને એક બીજામાં તે જાણ-

વાથી, રૂપ ધારણ કરનારાઓને પણ માન્ય કરવા, તેને ખસુસ કરી આપણને તે વાપરવી પડે છે તેથી, આપણી ઉપકાર કરવાની સ્વાભાવિક સમજ, જેથી સારૂં કરવામાં માત્ર મદદગાર બનવું તથા એવું કરવામાં પોતાની ચાહના બતાવવામાં જે ભેદ છે; તેમ જાણી બુજી અને દૈવયોગે કાંઇ હાની થાય છે, તેમાં જે ભેદ દરેક શખ્સ ગણે છે, તે ઉપરથી, અને દરેક ભાષામાં સારૂં અને નરસું જણાવનારા જૂદા જૂદા શબ્દો છે તે પરથી, તે શક્તિ માણસમાં છે એવું જણાય છે.

૩. નીતિ શક્તિનાં પેટામાં મનનો निर्णय (ઠરાવ) અને स्फुरणा (જોસ) એ બંને આવે છે.

૪. ઇશ્વરનો કાયદો, એ નીતિ શક્તિના નિર્ણયોને ચલાવવાનું ધોરણ છે, અને દરેક શખ્સના નીતિ સંબંધી નિર્ણયોની સચાઈ તથા સફાઈ, આ કાયદાનું તેનામાં જે મૂળથી અને મેળવેલું જ્ઞાન છે તે ઉપર આધાર રાખે છે.

૫ ઇશ્વરના નિયમ અથવા ઇચ્છાને અનુસરતાં જે કામો માણસ જાણે છે તે કરવાનું નીતિશક્તિ તેને ફરમાવે છે, અને જે કાર્યોની, તે જાણે છે કે ઇશ્વરના કાયદામાં મના છે અથવા તેની ઇચ્છાની વિરૂદ્ધ છે તે કરવાની તે રોકત કરે છે.

૬. જ્યારે માણસ પોતાનાં કામો, નીતિશક્તિને તેના વ્યાપારની અમુક હદમાં, તેના અભિપ્રાય વાસ્તે રજુ કરે છે અને તેને લીધે પોતાની પસંદગી અને નાપસંદગીની સ્ફુરણા મનમાં ઉત્પન્ન થાય છે, ત્યારે તેને ચાલતી ભાષામાં दयानत એવું નામ આપ્યું છે.

૭. માણુસની ફરજો યા ધર્મ ના ત્રણ મુખ્ય વર્ગ કરી શકાય.

(૧) ફરજો જેનો વિષય પ્રભુ છે અને તે માટે તે ખાસ કરી પ્રભુ પ્રતિ બજાવવાની છે.

(૨) ફરજો જેનો વિષય માણસ પોતે છે એટલે તે તેને પોતા તરફ અદા કરવાની છે.

(૩) ફરજો જેનો વિષય તેના બંધુજનો છે એટલે જે તેણે પેતાના મનુષ્ય ભાઇઓ તરફ બજાવવાની છે.

## ભાગ ૧ લો.

## પ્રભુ પ્રતિ માણુસના ધર્મ.

૧. પેહેલી ફરજ જે માણુસને પ્રભુ પ્રતિ બજાવવાની છે તે તેની સનાતન (હંમેશની) હયાતીની, અને તેનાં અપાર ડહાપણ, શક્તિ, પવિત્રતા, ન્યાય, ભલાઈ અને સત્યના ગુણોની પિછાંન અને પોતાની દીર્ઘદર્શી શક્તિથી બધી વસ્તુઓની વ્યવસ્થા કરનાર તથા ચલાવનાર માત્ર તેજ છે એવું સ્વીકારવું.

૨. બીજી ફરજ આપણે પ્રભુને અદા કરવાની એ છે કે તેની ઇચ્છા શી છે તે નક્કી કરવામાં આપણાથી બની શકે તેટલાં સર્વે સાધનો વાપરવાં કે તે પ્રમાણે આપણે તેની સેવા કરી શકીએ.

૩. ત્રીજી ફરજ માણસે પ્રભુ પ્રતિ જે બજાવવાની છે તે ભય છે. તે ભયથી તેને કોપાવવાની મનમાં દેહેશત ઉપજે છે.

૪. ઈશ્વરને ગુસ્સે કરવાથી ભય ઉપજવાનાં કારણો તેના ન્યાય અને તેની શક્તિના વિચાર ઉપર આધાર રાખે છે; તેનો ન્યાય એવો છે કે તે અપરાધીને મુક્ત કરનાર નથી અને તેની શક્તિ એવી છે કે તેમના ઉપર સખ્તમાં સખ્ત સજા કરવા તે મુખત્યાર છે.

૫. પ્રભુ તરફ માણસની ચોથી ફરજ તે પ્રેમ છે.

૬. પ્રભુને માણસે ચાહવાના બે હેતુઓ છે. પેહેલો તો એ કે તેમાં બેસુમાર ભલાઇ અને શ્રેષ્ઠતા રહી છે, અને બીજો એ કે તે પોતાના પ્રાણીઓનો કલ્યાણકારી છે. શરીર અને આત્માનાં જે બધાં સુખો આપણે ભોગવીએ છીએ તે તેના તરફથી આવે છે.

૭. પ્રભુમાં પ્રેમ રાખવાથી તેને રાજી કરવાની ઇચ્છા માણસના મનમાં પેદા થાય છે, અને આ ઇચ્છા, તેની મરજીને અનુકૂળ કામો કરવા તથા હરેક વાત જે તેને ગમતી નથી તે ન કરવાથી જણાઇ આવે છે.

૮. પ્રભુ પ્રતિ પાંચમી ફરજ તે આધીનતા છે, તે પ્રથમ પ્રભુની ઇચ્છા ને, અને બીજું પ્રભુનાં ડહાપણ ને શરણ રહેવામાં છે.

૯. ઈશ્વરની ઇચ્છાને આધીન રહેવું એટલે (૧) તો તે જે આજ્ઞા કરે છે તે પ્રમાણે તાબેદાર થઈ વર્તવું, અને (૨) જે સંકટો આપણાપર તે નાખે છે તે સહન કરવાં.

૧૦. ઇશ્વરના ડહાપણને આધીન રહેવું એટલે સામાન્ય રીતે આ લોકસંબંધી અને મુખ્યત્વે આપણા પોતાના સંબધી, એમ બંને બાબતમાં, સર્વે વસ્તુઓની તે બહુજ ડહાપણથી યોજના કરે છે તે કબુલ રાખવું.

૧૧. ઈશ્વરપ્રતિ આધીનતાના બીજા કેટલાક હેતુઓ છે. ૧ લો. કારણ તે આપણો પેદાકરનાર તથા માલેક છે, અને આપણા તરફ તેની જે ઇચ્છા થાય તેમ કરવાનો તેને સ્વતંત્ર હક છે; ૨ જો. કારણ તે બેહદ દયાળુ છે અને તે માટે આપણું હિતજ ઇચ્છે; અને ૩ જો. કારણ કે તે સંપૂર્ણ ડાહ્યો હોવાથી આપણું કલ્યાણ શામાં છે તે આપણા કરતાં તેને વધારે ખબર હોવી જોઇએ.

૧૨. પ્રભુપ્રતિ છઠ્ઠી ફરજ તે તેને મોટાઇ યા માન આપવામાં છે. એટલે તેને આપણા અંતઃકરણમાં માંહેથી શ્રેષ્ઠ ગણવો, અને તે અંતરનો શ્રેષ્ઠભાવ આપણાથી બને તે સર્વે પ્રકારે બહાર દર્શાવવો, અને મુખ્યત્વે તો જેથી તેના નામને હીણું લાગે એવાં દરેક કામથી પહરેજ રહેવું.

૧૩. માણુસોમાં ઇશ્વરના નામને નીચે પ્રમાણે બદનામી લાગે છે. ૧ લું. દેવ નિંદા અથવા તેનેવિશે ભૂંડું બોલવું. ૨ જું. ખોટા સમ ખાવા, તે બે રીતે કે, સોગન ખાઈ અસત્ય સ્થાપિત કરવું, અથવા સમખાઈ કોઇને વચનપર ભરોસો રખાવવો પણ તે વચન પાળવાની ધારણા ન હોય, યા વચનના શબ્દોની મતલબ, જે શખ્સને વચન આપવામાં આવે છે તે જે રીતે સમજતો ધારીએ તે કરતાં પોતે જૂદી સમજવી. ૩ જું. વગર વિચારે અને વગર કારણે ચાલુ વાત-ચિતમાં સોગન ખાવા, એથી ઇશ્વર વિશે તુચ્છ ગણુના જાહેર થાય છે.

૧૪. ઈશ્વરનું નામ ખોટા સોગન ખાવાથી બદનામ એટલામાટે થાય છે, કે આથી જાણે આપણે ઇશ્વરને અસત્ય વાતમાં સાક્ષી વાસ્તે

બોલાવી, આપણા જુદ્દાણામાં તેને પણ એક પક્ષકાર કરવાની તજવીજ કરીએ છીએ.

૧૫. ખોટા સોગન ખાવાથી બંધ રહેવાની ફરજ, આપણને શિખાવે છે કે, જે સમથી જે વાતોનું વચન આપવામાં આવે છે તે સ્પષ્ટ જણાવવામાં નથી આવતી, અને એથી એક માણસ પોતાના સમની સરત પ્રમાણે જે અઘટિત છે તે કરવા ભવિષ્યમાં કોઇ વખતે બંધાએલો છે કે નથી, તે શકમાં રહી જાય છે, તેવા દરેક જાતના સોગનો છોડી દેવા.

૧૬. માણસની સાતમી પ્રભુપ્રતિ ફરજ તે સ્તુતિ, પ્રાર્થના પાપ કબુલ કરવું અને મળેલી કૃપાઓ વાસ્તે ઉપકારદ્વારાએ તેની પૂજા છે.

૧૭. બધી વાતનો સાર લેતાં, આપણી પ્રભુપ્રતિ ફરજ એ છે કે તેને માનવો, તેનાથી ડરવું, અને તેને આપણા દિલોજાનથી ચાહવો, તેની પૂજા કરવી, તેનો ઉપકાર માનવો, આપણો બધો ભરોસો તેમાં રાખવો, તેને ભજવો, તેના પવિત્ર નામને માન આપવું, અને આપણા જીવતરના સઘળા દિવસ તેની એકનિષ્ઠાથી સેવા કરવી.

---

## ભાગ ૨ જો.

## માણસની પોતા પ્રતિ ફરજો વિશે.

૧. માણુસે પોતા તરફ જે જે ફરજો બજાવવાની છે તે બધીનો આ પ્રમાણે સમાવેશ થઇ શકે છે. (૧) આત્માના મનોવિકાર અને

વાસનાઓ બરાબર વશ રાખવાં, અને (૨) જે ભાવનાઓ તૃપ્ત કરવામાં મુખ્યત્વે શરીરનો સંબંધ હોય છે તે નિયમમાં રાખવી.

## પ્રકરણ ૧ લું આત્માના મનોવિકાર અને વાસનાઓને બરાબર વશ રાખવા વિશે.

૨. આત્માના મનોવિકાર અને વાસનાઓ બરાબર વશ રાખવા માટે પેહેલા ગુણ **નમ્રતા** ની જરૂર છે.

૩. નમ્રતા એટલે આપણે આપણા પોતાને વિશે તુચ્છભાવ રાખવો, અને બીજાઓ આપણા વિશે તુચ્છભાવ રાખતા હોય તો રાજી રહેવું. પેહેલો **અહંકાર** થી, અને બીજો **મિથ્યાભિમાન** થી ઉલટો છે.

૪. અહંકાર પોતે પાપનું ઘર છે. વળી તેમાં મૂર્ખાઇ અને ભય બેઉ છે; મૂર્ખાઇ એ કે, કુદરત યા લક્ષ્મીના જે બધા ફાયદાઓ એક માણસ ધરાવે છે, તે પ્રભુની બક્ષિસો છે, તેના ઉપયોગ વાસ્તે તે જવાબદાર છે; અને ભય, એ કે, એ વિચારથી પ્રભુના નિયમની સામે થવાનો અંકુર ફુટે છે.

૫. અહંકારની પેઠે, મિથ્યાભિમાન પોતે પાપ રૂપ છે. તેમાં મૂર્ખાઈ છે એટલા માટે કે, તે નિષ્ફળ, પીડાકારક અને હાની કરનાર મનની વૃત્તિ છે; અને તે ભયંકર એમ કે, જગતમાં જે જે પાપોનો સંભવ છે તે માણસોના હાથથી તે કરાવે છે.

૬. આત્માના જોશ અને વાસનાઓ બરાબર વશ રાખવા માટે બીજો જરૂરનો ગુણ **દીનતા** (ગરીબાઇ) છે.

૭. અધીરજ અને ક્રોધથી થતા દુઃખદાયક પરિણામોનો વિચાર કરતાં એવું સ્પષ્ટ જણાય છે કે, માત્ર ગરીબવૃત્તિનાજ ખરું સુખ ભોગવે છે.

૮. આ બાબતમાં ત્રીજો ગુણ વિચાર છે, એટલે કે હરેક કામ આપણે કરવા ધારીએ તે કર્યા અગાઉ, તેની યોગ્યતા વિશે પૂરી ખાત્રી કરવા માટે, અથવા તે કર્યા પછી, પશ્ચાતાપ અને સુધારા માટે, તે કામની બરાબર તપાસ.

૯. આ બાબતમાં ચોથો ગુણ સંતોષ છે.

૧૦. સંતોષ એટલે કે જે સ્થિતિમાં આપણને ઇશ્વરે મુક્યા છે તેમાં ખુબ રાજી રહેવું, અને બધી બડબડ, મોટાઇની અતિ ઇચ્છા, લોભ, અને અદેખાઇની તે વિરૂદ્ધ છે.

૧૧. આત્માના જોશ અને વાસનાઓ બરાબર વશ રાખવા સારૂ પાંચમા ગુણની જે જરૂર છે તે માનાસિક આયાસ છે, તેમાં મનની સાવધાની અને મનનો ઉદ્યોગ એ બેઉ આવે છે.

૧૨. મનની સાવધાનીથી આત્મા પાપમાં ફસી પડતો બચે છે, અને મનના ઉદ્યોગથી આત્માની સ્વાભાવિક શક્તિઓ સુધરે છે, તથા પરોપકારી અને ઉપયોગી પદાર્થો તરફ ચિત્તવૃત્તિ જાય છે.

## પ્રકરણ ૨ જું. શરીરની ભાવનાઓ નિયમમાં રાખવા વિશે.

૧૩. શરીરની ભાવનાઓ નિયમમાં રાખવા જોઇતો પેહેલો ગુણ પવિત્રતા છે.

૧૪. व्यभिचार, कन्यागमन અને બધી જાતની મલીનતા થી વિરક્ત રહેવું એ પવિત્રતા. વળી એપણ જરૂરનું છે કે શુદ્ધી જાળવવા, આંખ, જીભ, અને કલ્પના ઉપર અંકુશ રાખવો.

૧૫. આ મનોર્થ સિદ્ધિ વાસ્તે લાલચોની શરૂઆતો અટકાવવી, કુસંગત છોડી દેવી, અને કોઈ ઉપયોગી ધંધામાં ખુબ મંડ્યા રહેવું.

૧૬. શરીરની ભાવનાઓને નિયમમાં રાખવા બીજો ગુણ माफकसरपणुं અથવા मध्यमपणुं છે खावामां અને पीवामां માફકસરપણું, તથા ऊंघ, अेशआराम અને पोशाक માં મધ્યમપણું, એ નિયમિત કે માફકસરપણાના સામાન્ય ગુણનાં ખાસ અંગો છે.

૧૭. मिताहार, એથી માણસે ખોરાકમાં મોજ લેવી તે એવી કે શરીરને ઠાંસી પુષ્ટ કરવાસારૂ નહીં પણ તેની આરોગ્યતા તથા હિત વધારવામાં સાહ્યકારી થાય.

૧૮. पीवामां માફકસરપણું એટલે, એવી જાતનાં પાન, અને પાનનાં એવાં પ્રમાણથી દૂર રહેવું કે જે શરીરની તંદુરસ્તી અને મનની મજબુતીને હાનીકારક થાય.

૧૯. ऊंघ એ પ્રભુએ શરીરને આરામ વાસ્તે નિર્માણ કીધી છે, તે આ કારણસર જોઇએ તેટલી લેવી પણ વધારે લેવી નહીં.

૨૦. अेशआराम માં મધ્યમપણું એટલે આરામ સાથે એટલી રમત ગમત કે જે કાયદેસર હોય, અને તે એટલી હદ સુધી કે તન અને મન એ બેઉને તાજાં કરવા ઉપયોગી થાય, તથા ઉપયોગી ધંધા વાસ્તે તેઓને તૈયાર કરે તેટલી હદ સુધી ભોગવવી.

૨૧. पोशाक માં મધ્યમપણું એટલે સંસારમાં માણસોએ પોતાની સ્થિતિને લાયક પોશાકથી સંતોષી રહેવું, અને ઘરેણાં કે પોશાકની ચીજો મેળવવામાં બિલકુલ હદ ઉપરાંત ખરચ કદી ન કરવું.

---

## ભાગ ૩ જો.

### આપણા બંધુજનો પ્રતિ આપણે બજાવવાની ફરજો વિશે.

૧. આપણા બંધુજનો તરફ આપણે જે ફરજો અદા કરવાની છે તેના બે મોટા વર્ગ થઇ શકે, न्याय અને परोपकार માં તેમનો સમાવેશ થાય છે.

### પ્રકરણ ૧. न्याय विशे.

૨. ન્યાયના પેટામાં જે ફરજો આવે છે તે, પેહેલી अघटित-कर्म निषेधक તથા બીજી घटितकर्म स्थापक, એવી જાતની છે. પેહેલી આપણને કોઇનું ભૂંડું કે નુકસાન ન કરવાનું કહે છે, અને બીજી. પ્રાણી માત્રનું ભલું કરવા એટલે તેમનું હક વાજબી બધું આપી દેવાનું કહે છે.

### ખંડ ૧. अघटितकर्म निषेधक न्याय विशे.

૩. અઘટિતકર્મ નિષેધક ન્યાય આપણા બંધુજનોને આપણા હાથથી જે જે રીતે નુકસાનો થઇ શકે તેમાંથી કોઇબી રીતે નુકસાન થઇ જવાની મના કરે છે, આ રીતોના વર્ગો નીચે પ્રમાણે કરી શકાય

(૧) તેઓના આત્માને નુકસાન કરવું, (૨) તેઓનાં શરીરને નુકસાન કરવું, (૩) તેઓની મિલકતને નુકસાન કરવું, અને (૪) તેઓની આબરૂને નુકસાન કરવું.

## (१) आत्माने नुकसान.

૪. એક માણસને બીજાથી તેના આત્માને નુકસાન. પ્રથમ, તો તેની લાગણીઓના સંબંધમાં છે, એટલે કે બીજાના દ્વેષભાવથી જ્યારે તેના મનને નાહક દુઃખ થાય છે તે. બીજું તે સારાસાર બુદ્ધિનું પ્રાણી, પોતાનાં કર્મો વાસ્તે પ્રભુનો જવાબદાર, તેને હુકમ કરીને, સમજાવીને, લલચાવીને, કે મદદ આપીને એક ભૂંડું કામ કરાવવું તે. આવાં કામો જેની પ્રભુ એક નીતિમાન ન્યાયાધીશ પ્રમાણે યોગ્ય શિક્ષાથી ખબર લેશે, તે આવે કોઇ રસ્તે તેનાથી કરાવવાં એના કરતાં વિશેષ નુકસાન આત્માને બીજું કોઇ નથી.

૫. બીજા પણ કેટલાક આડમાર્ગ છે તેથી આ અઘટિતકર્મ નિષેધક ન્યાયમાં કરેલી મનાનો ભંગ થાય છે, જેમ કે પ્રથમ, એક દુષ્ટ કર્મ કરી દેખાડીને બીજાઓને જે ભુંડું છે તે કરવાને રસ્તે ઉતારવા; બીજું, બીજાઓમાં જે દુષ્ટતા હોય તે પસંદ કરવી કે તે વિશે તેને ઠપકો ન આપવો; અને ત્રીજું, સારી ચાલની મશ્કરી કરવી, જેથી માણસો પોતાનાં કર્તવ્યકર્મ કરવાથી હટી જાય છે.

૬. જેઓએ આ બાબતોમાં જે શખ્સોને પોતાની ચાલથી નુકસાન કરી મન દુખાવ્યું હોય, તેઓએ તેનો, बदलो, આપવો જોઇએ, એટલે કે પોતાથી બનતા દરેક ઉપાયથી જે માઠું તેઓનાથી થઇ ગયું હોય, તે જાણે કાંઇ ન કીધું હોય એવો સંતોષ પમાડવો.

## (૨) शरीरने नुकसान.

૭. શરીર બાબત નુકસાનો જે આપણને અઘટિતકર્મ નિષેધક ન્યાય બીજાઓને ન કરવાનું કહે છે તેમાં, પેહેલું, खुन, અથવા બલાત્કારથી, કે તંદુરસ્તીને નુકસાનકારક ખાનપાન આપી, પછી તે આપણા પોતાના હાથથી, કે બીજાની મારફ્ત, ગેરકાયદે કોઇનો જીવ લેવો. બીજું, गेरकायदे बीजाने मार मारवो, अंगभंग करवो, के जखम करवो. ત્રીજું કજીઆ जगाववा, જેથી ખુન થઇ જાય, અને માણસોને भोळवी, એવાં કામો કરાવવાં કે જેથી તેઓનું આ-યુષ્ય ઘટી જાય.

## (૩) मिल्कतने नुकसान.

૮. એક માણસ બીજાની મિલ્કતને નુકસાન કરે તેનો પેહેલો પ્રકાર વ્યભિચાર છે, એટલે કોઇ માણસને તેના પ્રતિ તેની સ્ત્રીનો પ્યાર અને વફાદારી લૂટી લેવાં. આ અપરાધનો કોઇ રીતે બદલો અપાતો નથી, માટે તે આ વર્ગમાં મોટામાં મોટો છે.

૯. આ વર્ગનાં પેટામાં આવતાં નુકસાનોમાં બીજું, એ છે કે, કોઈ માણસના કબજાના ચીજો અથવા માલમતા, એવી કહેવાતી મિલ્કત, પછી તે પોતાને લાભ કરવાની ધારણાવગર, અદાવતથી કરીને, કે તેની મિલ્કતનો કબજો કરવાની ધારણાથી, લોભ લાલચથી લેવાઇને તેની પાસેથી છીનવી લેવી, એ ન્યાયમાં મના કરેલું કામ છે.

૧૦. લોભ, જેથી કોઇ માણસ આ વિષયમાં મના કરેલી એવી, બીજાઓની મિલકત ખુંચી લે છે તેના મુખ્ય રસ્તાઓ આ છે.

૧ લો. જુલમ, એટલે એક બળવાન, નબળાઓને જીતે છે અને તેની મિલ્કત હાથ કરે છે. ૨ જો. ચોરી; તેમાં બે જાત છે; એક તો જે કરજ આપણે બીજાને આપવા બંધાએલા છૈએ તે, અથવા જે ચીજો આપવાનું આપણે વચન આપ્યું છતાં તે ન આપવાં; અને બીજી એ કે બીજાના કબજામાં એક ચીજ હોય તે તેની પાસેથી લઇ લેવી, એનેજ ખરેખરી ચોરી કરવી એમ કહે છે, અને દરેક સારાં નિયમિત રાજના કાયદાથી તેને ગુન્હા પ્રમાણે સજા કરવામાં આવે છે. ત્રીજી ઠગાઇ; પછી તે વિશ્વાસની બાબત, કે વેપારની બાબતમાં હોય.

૧૧. એક બહુજ નેષ્ટ રીતિ જેમાં જુલમ પોતાનું રૂપ બતાવે છે તે એ કે તેમાં કાયદો તેનું સાધન થાય છે અને જે માણસ પોતાના પડોશીની મિલ્કતને તાકે છે, તેમનાપર પોતાના હકનો ખોટો ડોળ કરી, લાંચ કે ખોટી સાક્ષીથી પોતાના પક્ષમાં અભિપ્રાય મેળવે છે. કાયદો કરવાનો હેતુ માણસોના હકોનું રક્ષણ કરવાનો છે, તે આ રીતે તોડી પાડવાનું સાધન થાય છે. આ મહા ગુનો છે, અને જે આવો એક ગેરવાજબી અભિપ્રાય મેળવે છે તેના ઉપરજ નહીં પરંતુ, તેના સર્વે મદદગારો અને ઉશ્કેરનારાઓ ઉપર પણ ભારે દોષ આવે છે. જુલમનું બીજું ખરાબ રૂપ એ છે કે જુલમ ખમનારાઓની જરૂરીઆતો પોતે તેમનાપર જુલમનું સાધન થઇ પડે છે જેમકે જોરથી કઢાવનારાઓ, એક ગરીબ માણસની જરૂરીઆતોની તક જોઇ તેઓએ લેવું જોઇએ તે કરતાં તેમની પાસેથી વધારે ઓકાવે છે; અથવા જુલમગાર જમીનદારો, અને અન્યાયી ઇજારાથી મેહેસુલ

વસુલ કરનારાઓ, એક માણસની દરિદ્રતાનો લાભ લઇ તેપર તે વસુલ આપવા જે જાસ્તી થાય તે કરી, તેમને ખૂબ નચોવી લે છે. જુલમ વેઠનાર જેમ વધારે લાચાર તેમ આ સર્વે જુલમગારોનો અપરાધ વધારે અઘોર થાય છે. એ માટે વિધવા અને (મા) બાપ વગરનાં પર જુલમ, પ્રભુની નજરમાં ત્રાસદાયક પાપ છે.

૧૨. ચાકરોની બાબતમાં, તે સરકારી કે ખાનગી ગૃહસ્થોના હોય, તેઓને જ્યારે પોતાના શેઠો વાસ્તે સાટાં કરવાનો અખ્તિઆર આપે, અથવા મિલકતની વ્યવસ્થા કરવી હોય, અથવા પોતાના ધણી-ઓના ફાયદા વાસ્તે કાંઇ કામ બજાવવું હોય, ત્યારે જે ચાકર પોતાને વાસ્તે જેવી નિષ્ઠાથી કામ કરે તેવીજ રીતે પોતાને રાખનાર વાસ્તે ન વર્ત્તતાં, તેને જે સોંપ્યું હોય તે ગુમાવે, ખોટી રીતે વાપરે, કે ઉડાવી જાય, અથવા પોતાની ફરજ ન બજાવે તો તે આ બાબતમાં મના કરેલા વિશ્વાસની બાબતમાં ઠગાઇનાં પાપનો ગુનેહગાર થાય છે.

૧૩. વેપારની બાબતમાં, વેચનારના તરફથી કોઇ વસ્તુ વેચવામાં કાંઇબી ઠગાઈ કરવાની મના છે, પછી તે ઠગાઇ (૧) તે વસ્તુની ખોડો સંતાડવા તેનાં ખોટાં વખાણ કરવાં, તેનું રૂપ સુંદર કરવા કાંઇ યુક્તિ કરવી, યા ખોટાં તોલ અને માપોનો ઉપયોગ કરવો; અથવા (૨) ખરીદનારના અજ્ઞાન કે ગરજનો લાભ લઇ તેની કિંમત વધારી મુકવી. ખરીદનારના તરફથી, વેચનારનાં અજ્ઞાન કે ગરજનો કાંઇ પણ લાભ લેવાની આ બાબતમાં મના કરેલી છે.

૧૪. જે શખ્સોને પોતાને એમ જણાય કે આમાંથી કોઇબી રસ્તે તેઓએ ગુન્હો કર્યો છે તેઓની ફરજ છે કે **पूर्ण नुकसान**

ભરી આપવું, દરેક માણુસે ઈશ્વરને હાજર જાણી તે બાબતમાં વ્યવહાર કરવો, અને બેહેતર છે કે બહુ થોડાંની નજર ન રાખતાં બહુ ઘણો બદલો વાળી આપવો.

### (૪) आबरूने नुकसान.

૧૫. અઘટિતકર્મ નિષેધક ન્યાયનું ચોથું અંગ આપણા બંધુ-જનોની પ્રતિષ્ઠા સંબંધી છે, તે તેઓનો તિરસ્કાર કરીને અને તેઓના પર ધિક્કારદર્શાવીને, અથવા તેઓનાં સારાં નામને ઝાંખ લગાડવા જુઠી અફવાઓ ફેલાવી, આપણે તે કમતી કરવી નહીં.

૧૬. અઘટિતકર્મ નિષેધક ન્યાયની આ બધી મનાઇઓ, બહાર કરી દેખાડવા તેમજ મનના વિચારો અને ઇચ્છાઓને પણ લાગુ પડે છે. આપણે આપણા મનુષ્ય ભાઇઓને સદરહુ નુકસાનોમાંથી એક પણ થતું અટકાવવું, એટલુંજ નહીં પણ વળી તેમાંનું કોઇ તેને થાય એવું ન ઇચ્છવાની, અને તેઓ તેનાપર આવી પડયાં છે તે જોઇને ખુશી ન થવાની સંભાલ રાખવી.

## (ખંડ ૨.) घटीतकर्म स्थापक न्याय विशे.

૧૭. ન્યાયનો આ ઘટિતકર્મ સ્થાપક ભાગ પ્રાણી માત્રનું ભલું કરવા, એટલે તેમનું હક્ક વાજબી બધું આપી દેવા કહેછે.

૧૮. તેનાં બે અંગ છે, એક મનુષ્ય જાતી માત્ર પ્રતિ સામાન્ય ફરજો વિશે, અને બીજું માણુસો પરસ્પર જે ખાસ સંબંધો ધરાવે છે તેને લીધે ઉત્પન્ન થતી ફરજો વિશે વ્યાખ્યાન કરે છે.

૧૯. પેહેલાં અંગની ફરજોમાં, साचं બોલવું, જે માણસ માત્રનું આપણા ઉપર એક સામાન્ય કરજ છે, તેને પેહેલી ગણવી જોઇએ.

૨૦. સાચું બોલવું એને બીજાઓ તરફ બજાવવાની ફરજોમાં સર્વોપરી કરી છે, તે પ્રથમ, એ આધારે કે, પ્રભુએ માણસને વાચા કુદરતી રીતે તેના બંધુજનોને પોતાના વિચારો જણાવવા આપી છે, તેનો ઠગાઇના કામોમાં ઉપયોગ કરવો એ પ્રભુની બક્ષીસનો બહુ દુષ્ટ આડો ઉપયોગ છે; અને બીજું, એ કે જૂઠું સંસારનું બંધારણ તોડવા સાધક થાય છે. માણસ જો પોતાના મનુષ્ય ભાઇઓના શબ્દ ઉપર વિશ્વાસ ન રાખે તો એ પાધરૂં છે કે, તેમની સાથેના સહવાસથી તે જે જે ફાયદાઓ મેળવે છે તે બધા ખોઇ બેસશે અને સહવાસ પોતાનોજ તરત અંત આવશે.

૨૧. આ બાબતમાં બીજી ફરજ, सभ्यता भरेली वर्त्तणुक, છે તે સર્વે માણસો તરફ આપણે અદા કરવાની છે.

૨૨. ત્રીજી ફરજ सालसाइ છે, એટલે બધા તરફ धीरज અને नरमाश રાખવી, તેથી ક્રોધ લગામમાં રહે છે અને તેનાથી થતા પરિણામો અટકે છે.

૨૩. માણસો એક બીજા સાથે જે સંબંધો ધરાવે છે તેને લીધે ઉત્પન્ન થતી ફરજોના ત્રણ પ્રકાર છે. पेहेला માં આપણા કરતાં જે वधारे श्रेष्ठ છે તેઓ તરફ આપણે જે ફરજો બજાવવાની છે તે આવે છે; જેવી કે અદબ (કરવી) તથા અદેખાઇ અને માન હાનીથી દૂર રહેવું. बीजा માં આપણા કરતાં એક કે વધારે બાબતમાં જે

ઉતરતા છે, યાને, એવાકે જેની તંગીઓ આપણે પૂરી પાડી શકીએ તેઓ તરફ બજાવવાની ફરજો આવે છે; એક દાખલો લઇએ, જેમકે અજ્ઞાનીઓને કેળવણી આપવી, દુઃખીને દિલાસો દેવો, નિરપરાધીઓને બચાવવા, અને ગરીબોનાં દુઃખ નિવારણ કરવાં. પણ ત્રીજા અને બહુજ વિસ્તારવાળા પ્રકારમાં સંસારના સંબંધો માંથી નીકળતી ફરજો આવે છે અને તેઓ નીચેના મથાળામાં વિશેષે કરી વિગતવાર જણાવવા જેવી છે. ૧ માબાપ પ્રતિ બચ્ચાંઓના, તથા બચ્ચાં પ્રતિ મા બાપોના ધર્મ. ૨. ગુરુ પ્રતિ તેમના વિદ્યાર્થીઓના, અને વિદ્યાર્થી પ્રતિ તેમના ગુરુઓના ધમ. ૩ રાજા પ્રતિ પ્રજાના, તથા પ્રજા પ્રતિ રાજાના ધર્મ. ૪. શેઠના નોકર પ્રતિ, તથા નોકરના શેઠ પ્રતિ ધર્મ ૫. પુરુષ અને સ્ત્રીના પરસ્પર ધર્મ. ૬. મિત્રોના પરસ્પર ધર્મ. ૭. એક આભારિ પુરુષનો તેના હિતકર્ત્તા પ્રતિ ધર્મ.

૨૪. બચ્ચાંઓને પોતાના મા બાપ પ્રતિ અદા કરવાના ધર્મ. ૧. નમ્ર અને મર્યાદશીળ વર્ત્તણુક. ૨. પ્યાર, જે દર્શાવવા તેઓ ખુશ રહે તેમ દરેક કામ ઉમંગથી કરવું, અને જેથી તેઓનું મન દુખાય તેવાં કામથી અલગ રહેવા કાળજી રાખવી. ૩. તેઓની બધી યોગ્ય આજ્ઞાઓ, વખતે તે કઠોર કે ગેરવાજબી દેખાય તોપણ પાળવી. ૪. તંગીના વખતમાં મદદ અને પાછલી અવસ્થામાં તેઓનાં સુખો તરફ લક્ષ.

૨૫. મા બાપો પોતાનાં છોકરાં પ્રતિ જે ધર્મોના કરજદાર છે તે: ૧. બચપણમાં સંભાળ અને પોષણ. ૨. કેળવણી, એટલે સંસારમાં તેઓની સ્થિતિને છાજતી તરબીયત, તથા ઉત્તેજન અને

શાસનથી સદાચરણને રસ્તે ચડાવવાં. ૩. છોકરાંઓને પોતાની રોટલી પેદા કરવાનો કોઇ રસ્તો સૂજ પાડવાની સંભાળ રાખવી. ૪. આપણું જોઇ આપણા બચ્ચાં સારાં થાય એમ વર્ત્તવું.

૨૬. વિદ્યાર્થીઓએ પોતાના ગુરૂપ્રતિ આચરવાના ધર્મ: ૧. અ-સીલાઇ, એટલે જે શિખવવામાં આવે તે તરત ગ્રહણ કરી લેવું. ૨. અભ્યાસમાં મેહેનત. ૩. હુકમમાં રહેવું તથા અદબ. ૪. જ્ઞાનના મૂળતત્વો અને સદાચરણ આપવામાં તેઓની ખરાં જિગરની મેહેનત વાસ્તે આભાર.

૨૭. ગુરૂના પોતાના વિદ્યાર્થીઓ તરફ ધર્મ, કેળવણી આપ-વામાં, દુરાચારથી અટકાવવામાં, અને તેઓના વિદ્યાર્થીઓને સદાચર-ણથી વર્ત્તવા ઉત્તેજન આપવામાં, એક નિષ્ઠા અને ઉદ્યોગ, એ છે.

૨૮. પ્રજાના રાજાપ્રતિ ધર્મ એ છે: ૧. યોગ્ય અદબ. ૨. કાયદેસર જકાત આપવી. ૩. તેઓના વાજબી હુકમોની તથા દેશના કાયદાઓની તાબેદારી.

૨૯. રાજાઓના પ્રજાપ્રતિ ધર્મ એ છે કે, તેઓનાં શરીર અને હક્કોનું રક્ષણ, બુરાં કામ કરનારાઓને શિક્ષા અને જે સારી રીતે વર્ત્તે તેઓનું રક્ષણ.

૩૦. ચાકરોને પોતાના શેઠો તરફ જે ફરજો બજાવવાની છે તે: ૧. તાબેદારી. ૨. ઇમાનદારી, એ તેઓના ધણીની નજર તેમનાપર હોય કે નહોય તોપણ એકસરખી રીતે ઉદ્યોગથી પોતાના કામો કરવામાં, અને તેઓના શેઠની મિલકત પ્રમાણિકપણે તથા

સંભાળથી વ્યવસ્થા કરવામાં છે. ૩. મેહેનત ૪. ધમકી વખતે ધીરજ અને દોષ સુધારવા.

૩૧. શેઠોની પોતાના નોકરો તરફ ફરજો એ છે કે: ૧. ઠરાવેલે વખતે બરાબર પગાર આપવો. ૨. માયા, સારૂં કરવામાં ઉત્તેજન, અને સારૂં કરી બતાવવું.

૩૨. પુરૂષ અને સ્ત્રી એક બીજા તરફ પ્રીતિ અને વફાદારી વાસ્તે બંધાએલાં છે. વળી પોતાની સ્ત્રીનું પોષણ કરવું એ પતિની ફરજ છે અને પોતાના સ્વામિની આજ્ઞામાં રહેવું એ સ્ત્રીની ફરજ છે.

૩૩. મિત્રોના પરસ્પર ધર્મ એ છે: સર્વે વિશ્વાસની તથા છાની વાતોમાં એક બીજા તરફ ઇમાનદારી. ૨. ગરજને વખતે મદદ, અડચણમાં સલાહ, દુઃખમાં દિલાસો, એઓ વિશે ઉપદેશ, અને મૈત્રીમાં દૃઢતા.

૩૪. આભારી માણસે પોતાના હિતકર્ત્તાનો બદલો એહેશાનથી વાળી આપવો જોઇએ, એટલે તેની કૃપા કબુલ કરવી અને તેનાથી બની શકે ત્યાંસુધી તે વાળી આપવી; જે શખ્સો પ્યારના જોશથી, એક શખ્સને તેની ખોડો વિશે સમજાવે, તેનો પણ પાડ માનવો લાયક છે.

## પ્રકરણ ૨. परोपकार વિશે.

૩૫. परोपकार એ નામમાં જે ફરજો સમાયછે તેના, मनोवृत्ति ને લાગુ પડે છે એવી, તથા कर्मों ને લાગુ પડે છે એવી, એવા ભાગ

કરેલા છે મનોવૃતિજન્ય પરોપકાર બીજાઓનું કલ્યાણ ઇચ્છવામાં, અને કર્મોજન્ય પરોપકાર તે હિત વધારવામાં રહ્યો છે.

૩૬. ૧. મનોવૃત્તિના પરોપકારથી બીજાઓ તરફ મનમાં શાન્તિપ્રિય (શાન્તિ ઉપજાવનાર) અને દીન સ્વભાવ રહે છે. ૨. તે બીજાઓનાં સઘળાં દુઃખો વિશે મનમાં કરુણાળુ લાગણીઓ ઉપજાવે છે. ૩. તે બીજાઓની ચઢતીમાં માણસને ખુશી થાતાં શિખાવે છે. ૪. તે ઇર્ષા, અભિમાન, છિદ્ર શોધવાની ટેવ, ઢોંગ, એકલપેટાઇ, દ્વેષ, અને વેરને માંહે આવવા ન દેવા મનને ચેતતું રાખે છે.

૩૭. ક્રિયાકારક (કરી બતાવનાર) પરોપકાર પ્રથમ તો, આપણા બંધુજનોના આત્માઓ તરફ, એટલે દુઃખીઆઓને દિલાસો આપી, અજ્ઞાનીઓને કેળવી, ભૂલનારાઓને રસ્તે ચડાવી, અને સુશીલો (સારા સ્વભાવના) ને ઉત્તેજન આપી દર્શાવવો જોઇએ.

૩૮. ક્રિયાકારક પરોપકારનું બીજું સ્વરૂપ (દેખાવું) આપણા બંધુ પ્રાણીઓના શરીરો તરફ છે. તે ભૂખ્યાઓને જમાડવામાં, નાગાઓને કપડાં પહેરાવવામાં, અને આપણાથી બની શકે તેમાં કાંઇ ઘટ ન રાખતાં બીજાઓના દેહનાં દુઃખો નિવારણ કરવામાં જણાય છે.

૩૯. ક્રિયાકારક પરોપકારનું ત્રીજું સ્વરૂપ આપણા મનુષ્ય ભાઇઓનાં જીવતરની બહારની હાલત વિશે છે. તે સર્વેને તેઓની મિલકત જાળવવા અને સુધારવાને માયાથી મદદ આપવામાં, અને ગરીબોને ભિક્ષા દેવામાં જણાય છે.

૪૦. આપણાઉપર ઇશ્વરની ઉદારતાને લીધે તેનો આભાર માનવાની ઇચ્છાથી, અને આપણા મનુષ્યભાઇઓની તંગી વાસ્તે દયા

તથા તેમના સુખો અને છુટકાની ઇચ્છાથી, ગરીબ લોકોને દાન આપવું જોઇએ, અને બીજાઓનાં વખાણ મેળવવાની મિથ્યાભિમાની મતલબથી કદી દેવું નહીં.

૪૧. પ્રથમ તો એ કે, ગરીબોને ખુશ મિજાજ સાથે પોતાના મનની ઇચ્છાથી દાન દેવું; બીજું, વેલાસર, જ્યારે ઘણીજ જરૂર હોય ત્યારે; ત્રીજું, નજર પહોંચાડીને, જેને ઘણીજ જરૂર હોય તેને અને એવી રીતે કે લેનારનું જેથી બહુજ સારૂં થાય; ચોથું, મોકળાં મનથી, દેનારની શાકેતનાં પ્રમાણમાં, અથવા તે ગરજવાન માણસનું સારી રીતે દુઃખ નિવારણ થાય તેટલું.

૪૨. ક્રિયાકારક પરોપકારનું ચોથું સ્વરૂપ આપણા બંધુજનોની પ્રતિષ્ઠા ની બાબત પ્રગટ થાય છે.

૪૩. આ ફરજ બજાવવામાં આપણે એ કરવાનું છે કે, એક શખ્સ જેનાં નિર્દોષીપણાં વિશે આપણી ખાત્રી છે તેનાપર ખોટું તોહોમત મુકવામાં આવે, ત્યારે તે આળમાંથી તેને મુક્ત કરવા, આપણાથી જેટલું થાય તેટલું કરવું; અને બીજી બાબતો લેતાં, આપણા બંધુજનોના વાંકો ઢાંકવા અથવા જ્યાં તેમ કરવું અશક્ય કે અયોગ્ય જણાય, ત્યાં તેનો ગુન્હો ઘટાડનારી દરેક બિના વાસ્તે સંપૂર્ણ મોટું મન રાખવું.

૪૪. જેઓમાં અણબનાવ હોય તેઓની વચ્ચે સમજુતી કરાવવાની સર્વે તકો લઈ લેવામાં, અને જે છેડતીઓથી કજીઆ અને ટંટા સળગી ઉઠે તે સમાવી દઈ સમાધાની રાખવા દરેક યત્ન કરવામાં, ક્રિયાકારક પરોપકારનો જુસ્સો બતાવવાની જરૂર છે.

૪૫. મનોવૃત્તિજન્ય પરોપકાર અને કરણીસાધક પરોપકાર એ આપણા તરફ તેવી વૃત્તિ અને વર્ત્તણુંક દર્શાવનારાઓ સુધી આચરવાનો છે, એમ નથી, પરંતુ તે સર્વે માણસો આપણા તરફ જેઓની વૃત્તિઓ ભુંડું ઇચ્છનારી અને વેરભાવની હોય, તેઓ સુધી પણ, પહોંચવો જોઇએ.

૪૬. વેરભાવ તો કોઇ રીતે વાજબી નથી. દરેક માણસે પોતે જાણવું જોઇએ કે તે પોતાની ફરજ બજાવવામાં કેટલું બધું ચુકયો છે, અને તેને પોતાને માફીની કેટલી બધી જરૂર છે, તો તેણે માફ કરનાર સ્વભાવ રાખવો અને ભૂંડાંને બદલે ભૂંડું કદી ન કરવું એ તેની ફરજ છે.

૪૭. આ અંગની બધી બિનાનો સારાંશ જે, આપણા બંધુજનો તરફ આપણી ફરજ એ છે કે જેમ આપણે પોતાને તેમ આપણે તેમને ચાહાવું, અને આપણે ઇચ્છીએ કે આપણી સાથે તેઓ આમ ચાલે તેમ આપણે તેમની સાથે ચાલવું; આપણા માબાપોને ચાહાવું, માન આપવું, અને મદદ કરવી; રાજાને તેમજ તેની સત્તા નીચે જે અધિકારીઓ છે તેમને માન આપવું, તથા તેમનો હુકમ માનવો; આપણા સર્વે શેઠો અને ગુરૂઓને તાબે રહેવું; આપણા સર્વે વડીલોની સાથે મર્યાદાથી ચાલવું; વચન કે કરણીથી કોઇને દુઃખ ન કરવું; આપણા સર્વે વ્યવહારમાં સાચા અને ન્યાયી રહેવું; આપણા મનમાં દ્વેષ કે ધિક્કાર રાખવો નહીં; આપણા હાથોને કાંઈ ઉપાડવા અને ચોરવાથી, તેમ આપણી જીભને ભૂંડું બોલતાં, જૂઠું કહેતાં અને ખોટી નિંદા કરતાં અટકાવવાં; આપણા શરીરને

મિતાહાર, મિતપાન અને પવિત્રતામાં રાખવું; બીજા માણસોનો માલ તકાવવો નહીં, પણ આપણું પોતાનું ગુજરાન પેદા કરવાને શિખવું અને મેહેનત કરવી; અને ઇશ્વરે આપણને સંસારમાં જે સ્થિતિમાં મુક્યા છે તેમાં આપણી ફરજ બજાવવી.

## સમાપ્તિ.

૧. કોઇપણ સંપૂર્ણ રીતે પોતાની ફરજ બજાવી શકતો નથી, માટે કોઇએ તે વિષયમાં, પોતે, હું તે બરાબર બજાવું છું એવી તૃપ્તિથી થતી પ્રસન્નતા માનવી સજાવાર નથી. બહુ ધૂરંધર મહાત્માઓ પણ ભૂલ કરે છે અને તેઓને માફીની જરૂર છે, તો તેઓની પાસે હું તૃણવત છું એવી વૃત્તિ રાખવી બધાઓને લાયક છે.

૨. માણસોને પોતાની ફરજો પૂરી કરવાને સમર્થ થાવા ઈશ્વરી સાહ્યતાની જરૂર છે, અને આ તેઓએ આયાસ (ખુબ મેહેનત) સાથે શુદ્ધ મનની પ્રાર્થનાથી ઇશ્વર પાસે માગવી જોઇએ.

૩. જો આપણે પ્રભુ પાસે માગશું તો તે આપણને આપણી ફરજ સફાઇથી જોવા શક્તિવાન કરશે, અને તે બજાવવાને આપણને જોર, એ બેઉ આપશે.

---

# આગળ આવેલા મૂળતત્વો ઉપર પ્રશ્નો.

## ઉપોદ્દ્ઘાત.

## फरजना उत्पत्ति विशे.

૧. ફરજો એટલે શું, અને શા આધારપર તેઓનું બંધારણ રચવામાં આવ્યું છે?

૨. આ નીતિની રાહે પસંદ અને નાપસંદ કરનાર શક્તિની હયાતીનાં પ્રમાણો કહો.

૩. નીતિ શક્તિની મૂળ પ્રકૃતિ શું છે?

૪. નીતિ શક્તિના નિર્ણયો શા ઉપર આધાર રાખે છે.

૫. આ નીતિ શક્તિ, માણુસને પોતાની વર્ત્તણુક સંબંધી શું કરવાનું કહે છે?

૬. માણુસની ફરજોના કેવી રીતે ભાગ પાડી શકાય?

---

## ભાગ ૧.

## प्रभुप्राति माणसना धर्म.

૧. પ્રભુપ્રતિ પેહેલી ફરજ માણુસે કઇ બજાવવાની છે?

૨. ઈશ્વર તરફ આપણે બીજી ફરજ કઇ અદા કરવાની છે?

૩. પ્રભુપ્રતિ માણુસની ત્રીજી ફરજ જણાવો.

૪. ઈશ્વરને નારાજ કરવાથી ડરવાના માણુસને શું હેતુ છે?

૫. માણુસની પ્રભુપ્રતિ ચોથી ફરજ જણાવો.

૬. ઈશ્વરપર ચાહના કરાવનાર માણુસને શું હેતુ છે?

૭. ઈશ્વરપર પ્રેમથી માણુસના મનમાં શું અસર ઉત્પન્ન થાય છે?

૮. માણુસની પ્રભુપ્રતિ પાંચમી ફરજ જણાવો.

૯. ઇશ્વરની ઇચ્છાને આધીનતા શેમાં રહી છે.

૧૦. ઈશ્વરના ડહાપણુને આધીન રહેવું શેમાં રહ્યું છે?

૧૧. ઇશ્વરને આધીન રહેવાના બીજા શું હેતુઓ છે?

૧૨. માણુસની પ્રભુપ્રતિ છઠ્ઠી ફરજ જણાવો.

૧૩. પ્રભુનું નામ માણુસોમાં કેવી કેવી રીતે બદનામ થઇ શકે?

૧૪. જુઠા સોગન ખાવાથી પ્રભુના નામને કેમ બટ્ટો લાગે છે?

૧૫. ખોટા સમ ખાવાથી બંધ રહેવાની ફરજ શું શિખાવે છે?

૧૬. પ્રભુપ્રતિ આપણી સાતમી ફરજ જણાવો.

૧૭. પ્રભુપ્રતિ આપણી ફરજનો ટુંકામાં સાર કેવી રીતે લઇ શકાય?

---

## ભાગ ૨.

## माणसनी पोताप्राति फरजो विशे.

૧. માણુસને જે જે ફરજો પોતા તરફ બજાવવાની છે તે સર્વેનો કયાં બે મથાળાંમાં સમાવેશ થઇ જાય છે?

૨. આત્માના મનોવિકાર અને વાસનાઓને બરાબર ચલાવવા વાસ્તે જરૂરનો પેહેલો ગુણુ કહો.

૩. નમ્રતા શામાં રહી છે?

૪. અહંકારની ખરાબીઓ જાહેર કરો.

૫. મિથ્યાભિમાનની ખરાબીઓ જણાવો.

૬. આત્માના મનોવિકાર અને વાસનાઓને બરાબર ચલાવવા જરૂરનો બીજો ગુણુ કહો.

૭. દીનતાના ફાયદાઓ શું છે?

૮. તેજ મતલબ વાસ્તે જે ત્રીજો ગુણ જરૂરનો તે કહો.

૯. એજ કારણસર જરૂરનો ચોથો ગુણ જણાવો.

૧૦. આ ગુણ શું કરવાનું કહેછે અને કઈ બાબતમાં વિરૂદ્ધ છે?

૧૧. આત્માના મનોવિકાર અને વાસનાઓને બરાબર ચલાવવા જરૂરનો પાંચમો ગુણ કહો.

૧૨. આત્માના મનોવિકાર અને વાસનાઓને બરાબર ચલાવવા વાસ્તે મનની સાવધાની અને મનનો ઉદ્યોગ કેવી રીતે સાહ્યતા આપે છે?

૧૩. શરીરની ખાએશોને નિયમમાં રાખવા જરૂરનો પેહેલો ગુણ કહો.

૧૪. પવિત્રતા શામાં રહી છે?

૧૫. પવિત્રતા જાળવવા માટે શા શા ઉપાયો લેવાના છે?

૧૬. શરીરની ખાએશોને નિયમમાં રાખવા જોઇતો બીજો ગુણ કહો.

૧૭. ખાવામાં માફકસરપણું શું કરવાનું કહે છે?

૧૮. પીવામાં માફકસરપણું શું કરવાનું કહે છે?

૧૯. ઉંઘમાં મધ્યમપણું રાખવાસારૂ શાની જરૂર છે?

૨૦. એશ આરામમાં મધ્યમપણું કેમ વર્ત્તવાનું કહે છે?

૨૧. પોશાકમાં મધ્યમપણું કેમ વર્ત્તવાનું કહે છે.

# ભાગ ૩.

## आपणा बंधुजनो तरफ आपणे जे फरजो बजाववानी छे ते विशे.

૧. આપણા બંધુજનો તરફ જે ફરજો અદા કરવાની છે તેના કયા વર્ગો થઈ શકે?

### પ્રકરણ ૧.

૨. ન્યાયનાં નામમાં સમાતી ફરજોના કેમ વિભાગો કીધાં છે!

### ખંડ ૧. अघटितकर्मनिषेधक न्याय विशे.

૩. અઘટિતકર્મનિષેધક ન્યાય શું કરવાની મના કરે છે?

૪. એક માણુસના આત્માને બીજાથી કેમ નુકસાન થઇ શકે?

૫. અઘટિતકર્મનિષેધક ન્યાયની મનાઇનો ભંગ થાય એવી બીજી કોઇ રીતો છે?

૬. જે માણુસોએ આ વાતોથી પોતાના બંધુજનોને નુકસાન કરી મન દુખવ્યાં હોય તેઓ શું કરવા બંધાએલા છે?

૭. શરીર સંબંધી જે જે નુકસાનો બીજાને કરવાની આપણુને અઘટિત કર્મ નિષેધક ન્યાય મના કરે છે તે જણાવો.

૮. જે રસ્તાઓથી એક માણુસ બીજાને તેના કબજાની ચીજોને નુકસાન કરી શકે તેમાંથી પેહેલો જાહેર કરો.

૯. બીજો કહો.

૧૦. લોભથી એક માણુસ બીજાની મિલકત ખુંચી લેવાનું કરે છે એવી આ વિષયમાં મના કરેલી કેટલીક રીતો છે તે જણાવો.

૧૧. જુલમ સંબંધી કેટલીક બહુજ નેષ્ટ રીતો જે પોતાનું રૂપ બતાવે છે તે શું શું છે.

૧૨. આ વિષયમાં મના કરેલી એવી વિશ્વાસની બાબતમાં ઠગાઇના પ્રકાર વિશે ખુલાસો કરો.

૧૩. વેપારની બાબતમાં ઠગાઇનાં કેટલાંક ખાસ કામો જેની આ વિષયમાં મના કરેલી છે તે શું છે?

૧૪. જે શખ્સો પોતે જાણે છે તેઓએ આમાંની કોઇ રીતે કોઇનું મન દુખાવ્યું છે તેઓની શું ફરજ છે?

૧૫. અઘટિતકર્મનિષેધક ન્યાયનું ચોથું અંગ શાના સંબંધમાં છે?

૧૬. અઘટિતકર્મનિષેધક ન્યાયની આ બધી મનાઓ બહારના કર્મોને તેમજ શું મનના વિચારો અને ઇચ્છાઓને લાગુ પડતી નથી?

## ખંડ ૨. ઘટિતકર્મ સ્થાપક ન્યાય વિશે.

૧૭. ઘટિતકર્મસ્થાપક ન્યાય શું કરવામાં રહ્યો છે?

૧૮. તેના કેમ ભાગ કર્યા છે?

૧૯. પેહેલાં અંગની પેહેલી ફરજ કહો.

૨૦. બીજાઓને જે ફરજો આપણે અદા કરવાની છે તેમાં સત્યને સર્વોપરી શા આધાર ઉપર કરવામાં આવ્યું છે?

૨૧. ઘટિતકર્મસ્થાપક ન્યાયની બીજી સામાન્ય ફરજનું નામ આપો.

૨૨. ત્રીજીનું નામ આપો.

૨૩. માણસો એક બીજા સાથે જે સંબંધો ધરાવે છે તેને લીધે ઉત્પન્ન થતી ફરજોના કેમ ભાગ કર્યા છે?

૨૪. બચ્ચાંનાં મા બાપ પ્રતિ ધર્મો શું છે?

૨૫. મા બાપના બચ્ચાં પ્રતિ ધર્મો શું છે?

૨૬. વિદ્યાર્થીઓના પોતાના ગુરૂ તરફ શું ધર્મો છે?

૨૭. ગુરૂના પોતાના શિષ્યો તરફ શું ધર્મો છે?

૨૮. પ્રજાના રાજ્યાધિકારીઓ તરફ શું ધર્મો છે?

૨૯. રાજ્યાધિકારીઓના પ્રજા તરફ શું ધર્મો છે?

૩૦. ચાકરોના પોતાના શેઠો તરફ શું ધર્મો છે?

૩૧. શેઠોના પોતાના નોકરો તરફ શું ધર્મો છે?

૩૨. ધણીધણીઆણીના પરસ્પર શા ધર્મો છે?

૩૩. મિત્રોના પરસ્પર ધર્મો શા છે?

૩૪. એક આભારી માણસની પોતાના હિતકર્તા તરફ શું ફરજ છે?

## પ્રકરણ ૨. परोपकार विषे.

૩૫. બીજા વર્ગમાં સમાતી અથવા પરોપકારના નામમાં આવતી શી ફરજો છે અને તે શું કરવામાં રહી છે?

૩૬. મનોવૃત્તિઓમાં પરોપકાર રાખવાથી કેવાં કલ્યાણકારી ફલો થાય છે?

૩૭. ક્રિયાકારક પરોપકારનું વ્યાખ્યાન કરતાં પેહેલો કયો રસ્તો કહી શકાય જેમાં તે પ્રત્યક્ષ દેખાવો જોઇએ.

૩૮. ક્રિયાકારક પરોપકારનું બીજું સ્વરૂપ કહો.

૩૯. ક્રિયાકારક પરોપકારનું ત્રીજું સ્વરૂપ કહો.

૪૦. દાન દેવું ઘટારત છે એવું બતાવનાર હેતુઓ શું છે?

૪૧. ગરીબોને દાન કેવી રીતે આપવું જોઇએ?

૪૨. ક્રિયાકારક પરોપકારનું ચોથું સ્વરૂપ જણાવો.

૪૩. આ ફરજ બજાવવા શું કરવું જોઇએ?

૪૪. કયે સાધારણ રસ્તે ક્રિયાકારક પરોપકારનો જુસ્સો દર્શાવવો જોઇએ?

૪૫. કોની તરફ મને અને કર્મે પરોપકાર બુદ્ધિ બતાવવી જોઇએ?

૪૬. કેટલીક બાબતમાં વેરભાવ ઘટારત નથી?

૪૭. આપણા બંધુજનો તરફની ફરજો ટુંકામાં કેમ ગણી શકાય?

## સમાપ્તિ.

૧. પોતાની ફરજો બજાવવા સંબંધમાં માણુસની વૃત્તિઓ કેવી હોવી જોઇએ ?

૨. માણુસોને આ પોતાની ફરજો સાધવાને શક્તિવાન કરવાને શું ઇશ્વરી સાહ્યતાની જરૂર નથી ?

૩. પ્રભુ પાસે આપણે માગીએ તો તે આપણુને મદદ કરશે ?

---

## ભાષાન્તર કર્ત્તાની વિનંતિ.

પ્રિય વાંચનાર, આ તરજુમો તમારી સેવામાં મુકયો છે. પ્રથમ સામટો તરજુમો કરવા ધાર્યું, પણ આ નાની પોથીની રચના એવી શાસ્ત્રનુસાર જોવામાં આવી કે માંહે કાંઇ વધારતાં ઘટાડતાં અર્થમાં ફેર જણાવા લાગ્યો, એટલે શબ્દે શબ્દનો બનતાં સુધી કર્યો છે. તે ગુજરાતીમાં છે માટે જ્યાં દીકરીને બહુ ગરજ પડે ત્યાં માની મદદ લે તેમ કોઇ કોઇ સંસ્કૃત શબ્દો લીધા છે પણ તેનો અર્થ તેની જોડેજ બતાવ્યો છે એટલે સમજવામાં બહુ અડચણ નહીં આવે.

તે શાન્તરસ ઉપજાવનાર લઘુગ્રંથ છે, તેથી હાસ્ય, શૃંગાર, વીર, અદ્ભુત વગેરાં રસ જેમાંથી મળે એના જેવો ફેલાવ ન પામે તોપણ તેના લાભ ઉપર નજર રાખતાં, ભૂગોળ, વ્યાકરણ, ઇતિહાસની પેઠે તે એક વાંચન પાઠમાળાની ચોપડી પ્રમાણે વાપરવી યોગ્ય છે; સબબ નીતિ વિષયનો બોધ વિદ્યાર્થીઓને ઓછો અગત્યનો નથી, અને તેમાં ક્યાંઇક ગુરૂની મદદ જોઇએ એવું પણ છે. એક દાખલો લઇએ કે આ પોથીના ભાગ ૩ જાની કલમ ૪૩માં છેલ્લે કહ્યું છે કે,

"આપણા બંધુજનોના વાંકો ઢાંકવા, અથવા જ્યાં તેમ કરવું અશક્ય "કે અયોગ્ય જણાય ત્યાં તેનો ગુન્હો ઘટાડનારી દરેક બિના વાસ્તે "સંપૂર્ણ મોટું મન રાખવું." આનો અર્થ એમ છે કે કોઇએ એક નાનો વાંક કર્યો એટલે મારા બાગમાંથી ફળ તોડયાં કે એક ઝાડ કાપ્યું. તે પકડાતાં તેણે ખરો પશ્ચાતાપ કરી, ફરી એવું ન કરવા વચન આપ્યું તો પછી તે ગુન્હાની સજા વાસ્તે તે જાહેર ન કરતાં ચુપ રહેવું સારૂં છે. વળી ગુન્હો ઘટાડનારી દરેક બિના, એની સમજણ એમ છે કે એક શખ્સની સ્ત્રી દુરાચારી હોવાથી પર પુરૂષ સાથે ચાલતી હતી. તેમ ન કરવા તેના પતિએ ખુબ વારી અને તેણીએ હવેથી તે પુરૂષની સાથે ન ચાલવા કબુલાત આપી, છતાં બીજી વખત એક જગાએ બેઉ નિઃસંશય હાલતમાં પકડાયાં. તેના ધણીથી આ ખમાયું નહીં અને તે ઘેર આવી ત્યારે નાપાક સ્ત્રી તારૂં મોહોડું ન દેખાડ; એમ કહી લાત મારી જે તેને પેટપર વાગી, કે જેમાંથી મોત ન ધારતાં તે થઇ ગયું. હવે આ ખુન થયું પણ પતિએ પોતાની વર્તણુકથી પોતાને વફાદાર, ક્ષમાવાન, શરમવાળો અને યોગ્ય, સિદ્ધ કરતાં સ્ત્રીએ પોતાની બેવફાઈ, અને નિર્લજતા, પાછળથી અસત્યતા ઠગાઇ અને દુરાગ્રહ બતાવ્યાં; આ દુર્ગુણો,શિક્ષાપાત્ર છે તે ;અમલમાં લેવા તેના પતિએ ઉતાવળો ઉપાય લીધો, તેથી બિલકુલ ન ધારેલું પ્રાણઘાતક પરિણામ થયું. આ હકીકત ધ્યાનમાં લેતાં તેનો ગુન્હો ઓછો કથી શકાય એવું છે ત્યાં શિક્ષા કરવામાં મોટું મન, એટલે ઘણીજ દયા રાખવી જોઇએ.

લંબાણ થવાના ડરથી મૂળ પોથીની પાછળ આપેલા પ્રશ્નો તરજુમો કરવા મારી મરજી ન હતી, પણ તેનું ઉપયોગીપણું જોતાં તેનું ભાષાન્તર પણ દાખલ કર્યું છે.

સારાંશ **સ્વાર્થસ્તુ સર્વપ્રિય:** એટલે સ્વાર્થ સર્વેને વહાલો છે પણ તે પાર પાડવા જો માણસને સદુપદેશરૂપી ભોમીઓ નથી મળતો તો તે પોતાના કાર્યોથી માનવમાંથી દાનવ થઇ જાય છે. જગતમાં બીજાઓનું ગમે તેમ થાઓ, પણ હું મારો અર્થ સાધું એ વિચાર અને કરણીના જનો દાનવ છે. (ચોર, લુટારા, વ્યભિચારી, જુગારી વગેરાં); મારૂં હિત કરૂં અને તેથી જગતનું પણ ભલું થાય તો સારૂં એ વિચાર રાખી વર્તનારા જનો માનવ છે (વેપારી, કારીગર, ગુરૂઓ, મુસ્વદી, મજુર વગેરાં,): મારૂં ગમે તેમ થાઓ પણ જગત કેમ સુખી થાય એ હેતુથી વર્તનારા દેવતાઓ છે (મહા યુદ્ધાઓ, ઋષીઓ વગેરાં જેઓ પારકાં હિત સારૂ તન, મન, અને ધનનો ભોગ આપી દે છે): માણસ જગતમાં પોતાનાં કાર્યોથી પંકાય છે તથા સદ્‌ગતિ કે અવગતિને પામે છે અને સત્કર્મો કરાવનાર નીતિ એજ મહાસાધન છે માટે હે માટીના માણસ, વિદ્યા અને કળા એ બે તારી પાંખો છે; તેથી તું જમીન, પાણીપર, અને હવામાં સુલભ ગમન તથા ચમત્કારો કરવા શક્તિવાન થયો છે અને હજુ એના યોગે વધારે થઇશ: ત્યારે તે સંપાદન કરવા હમેશાં ઉત્સાહી રહેજે, પણ જો તું તારા સ્વાર્થને, તેથી સુખને અને સદ્‌ગતિને ઇચ્છતો હો તો રસ્તો માત્ર એકજ નીતિનો ગ્રહણ કરજે, અને તારી સાથેનાં પ્રવાસી ભાઇ બેનોને તે માર્ગે ચડાવવા પ્રયત્ન ચાલુ રાખજે, એજ મારી શુભેચ્છક, નમ્ર અરદાસ છે.

**ચતુરભુજ શિવજી.**